શ્રીસનાતન વેદ-ધર્મ-વિજયતેતરામ્



બ્રહ્મર્ષિ હરેરામ સુન્નરામ પંડિત કૃત

ગ્રંથમાળા મણિ ૧૧

# धर्मधतींग काव्यमाला.

પ્રકાશકઃ—

## બ્રહ્મર્ષિ હરેરામ સુન્નરામ પંડિત

(સનાતન-ધર્મોપદેશક-સદ્‌ગુરુ)

નિવાસ-સ્તંભતીર્થ ખંભાત અને અહમદાવાદ.

સારંગપુર તલીઆની પોળ ઋષિઆશ્રમ.

સં. ૧૯૮૯ આશ્વિન શુક્લ વિજયાદશમી

ત ૧૦૦૦ શં. ૧૮૫૪ સન ૧૯૩૨

મુદ્રકઃ
પુરુષોત્તમ શંકરદાસ પરીખ,
ઉત્કૃષ્ટ મુદ્રણાલય,
ગાંધીરોડ, અમદાવાદ.

# ભાવનગર મહુવાના કવિરાજ મનહર.

રાગ-કાફી અને લાવણી

કયા પોથી લે પઢત દિવાને,
નિજ સ્વરૂપ નહિ જાનત હૈ. ટેક.

ઐસેંઈ જો વિષયી ઘરબારી, હોત પંથ સરદાર;
કૃષ્ણ બચનસેં બિમુખ લાલચી, નહિ તાકો ઉદ્ધાર. ક૦
ત્યાગી ભેષ બનાયકે મૂરત, પૂજત વિવિધ પ્રકાર;
દેવકે નામ સજનપેં યાચત, વિષય ભોગ ઉપચાર. ક૦

# અથ ધર્મધતીંગ કાવ્યમાલા.

## આભાર દર્શન.

નરસિંહમેંતા, અખો, ધીરો, ભોજોભગત, કબીર,, તુલસીદાસ, નર્મદ, બુદ્ધિ, શામળ, પારસી-કવિ, દલપતરામ, છોટમ, કૃષ્ણરામ, નગીન, દયાનંદ, બ્લાકુટાનંદ, પાગલ, મનહર, મસ્તરામ, ડાકોર અને દ્વારકાંના શારદા મઠાધીશ્વર જગદ્ગુરુ શ્રીમચ્છંકુ-રાચાર્ય માધવતીર્થ સ્વામી મહારાજ, શ્રીહરેરામ બ્રહ્મચારી, નર્મદા નિવાસી કાશીસ્થ-સ્વામીશ્રી દામો-દરાશ્રમ, સચ્ચિદાનંદ બ્રહ્મતીર્થ સન્યાસી, પોલપત્ર, અને તેના તંત્રી પ્રવાસીપાગલ, અને હીંલક્ષ્મીદાસની કું. ના માલિક ઠા. ધનજીલક્ષ્મીદાસ, ઠ. કરસનદાસ મૂળજી, ઠ. દામોદર, કેશવપમાણિ, પ્રોફેસરો, દેશી વિદેશી જજજો, પંડિતોએ કાવ્યો, અને ગ્રંથોમાં પોતાના લેખોમાં આવા પાખંડી પંથો વિષે જનતાને ઘણુંજ સૂચન કરેલું છે. તે સર્વ સત્યપ્રેમી સજ્જન મહાશયોનો સાદર અમો આભાર માનીયે છીયે.

## ઉદ્દેશ.

વાંચનાર ! આ ચોપડી ત્રણ વખત આગલ છપાઇ ગઈ છે, ને તેની હજારો નકલો ખપી ગઇ છે. હાલ તેની પાછી લોકો તરફથી માંગણી થવાથી આ ૪-૫ આવૃત્તિ કાઢી છે. મારા ભોળા હિંદુ ભાઇઓ, જે ડોળઘાલુ ધર્મ ગુરૂઓ ધોળે દહાડે

અનીતિ કરે છે, અને ધર્મને નામે પોતાના શિષ્યોની વહુ દીકરીઓને ખોટી સલાહો આપી તેઓને આડે માર્ગે ઉતારે છે, તેવા ઠગ ધર્મગુરુથી ચેતે, અને પોતાની વહુ દીકરીઓને એવા પાપીઓના પંજામાં જાતાં અટકાવે એજ ઉદ્દેશ-હેતુ રાખ્યો છે.

---

## વલ્લભાચાર્યના પુષ્ટિમાર્ગના મતપંથની અતિજરૂરી સમજ.

હિંદુ ધર્મશાસ્ત્રમાં સંન્યાસી થઈ પાછો ગૃહસ્થાશ્રમી બને તેની પ્રજા ચાંડાલ-પતિત અતિત ગણાય છે. ત્યારે લક્ષ્મણ ભટ્ટ સંન્યાસી. તેમના પુત્ર વલ્લભ પણ સંન્યાસી. અને તેમનો આજ દિન પર્યંતનો આખો વંશ-કુળ સંન્યાસીની પ્રજા છે. તો તેઓ પૂજ્ય કે ધર્મગુરુ પદને લાયક ગણાય ખરું કે???

ચંદ્રાવલી વિગેરેના કેસમાં તેમણે કબુલ કરી પોતાનો અર્થ સાધ્યો છે. કે અમને હિન્દુ લો-હિન્દુ કાયદો લાગુ પડતો નથી. અને તે પણ કલકત્તા, આગરા, મુંબઈ, વગેરે વડી ન્યાય કોર્ટોએ કબુલ રાખ્યું છે. તે પંથની રાસલીલા. દાણલીલા, ઢાઢીલીલા હિંચલીલા, રસભાવના, રહસ્યભાવના, ગુપ્તભાવના, જારભાવના, વ્યભિચાર, દુરાચાર, ભ્રષ્ટાચાર પ્રવર્તક વર્ધક સતીધર્મ અને બ્રહ્મચર્યનો નાશક હોઈ

ભારતને ગારત કર્ત્તા છે. તેઓના ગ્રંથોમાં લોક મરજાદ અને શાસ્ત્રમર્યાદ મુકીને પુષ્ટિપંથમાં ભળવાનું કહે છે. વળી રાંધેલા અન્ન શાકને પ્રસાદ ભગવાનનો છે તેમ પ્રપંચથી વાસી અને સડેલ માલ પણ જાહેર વેચી અને વેપાર કરે છે.

બુંદીકો લાડુ શ્રીસ્વામીનીજીકા કુચકો ભાવ હય. ચનેકી થપડી સો શ્રીસ્વામીનીજીકે કપોલનકો ભાવ હય. દૂધપાક શ્રીસ્વામિનીજીકે અધરોષ્ટકો ભાવ હય. કુંકુમકે ઊર્ધ્વપુંડ્ર વૈષ્ણવ તિલક મહારાની-રાધાજી કે ગુહ્ય અંગકો ભાવ હય. વિ. "ગોકુલનાથકી રહસ્ય ભાવના નામના" ગ્રંથમાં છે.

## ખરો વૈષ્ણવ કોણ ?

वेदस्याज्ञां पालयेद्यः स्वशक्त्या,
वर्णो यादृक् चाश्रमो यस्य यादृक् ।
सत्यं शौचं यस्य कारुण्यभावः,
स्वस्त्रीतुष्टो वैष्णवाग्र्यः स उक्तः ॥१॥

જે પોતાની શક્તિ મુજબ વેદ શાસ્ત્રાદિની આજ્ઞાનું પાલન કરે છે, અને વર્ણાશ્રમધર્મમર્યાદાનું યથાર્થ રીતે પાલન કરે છે, સત્ય બોલે છે, પવિત્રતા રાખે છે, જેનું હૃદય દયાળુ છે, અને જે પોતાની સ્ત્રીમાં સંતુષ્ટ રહેનારો છે, તેને શ્રેષ્ઠ વૈષ્ણવ કહ્યો છે. ૧

वाण्यां यस्य स्यात्सुधा यो विनीतः।
सम्यक् शुद्धो यो विवेकान्वितश्च ॥
भक्तो मातुः स्यात् पितुर्ब्राह्मणानां।
धेनूनां यो वैष्णवाख्यः स उक्तः ॥२॥

જેની વાણીમાં અમૃત ઝરે છે, જે વિનયશીલ વિવેકી અને સારી રીતે શુદ્ધ રહે છે, જે માતા, પિતા, બ્રાહ્મણો અને ગાયોની સેવા કરનારો ભક્ત છે, તેને ઉત્તમ વૈષ્ણવ કહ્યો છે. ૨

---

અમદાવાદનો અખો ભગત—સને ૧૬૭૧ માં કહે છે.

ચેતનકો જાણ્યા નહીં પૂજે પાદુકા વસ્ત્ર ॥
અખા હરિ તો રેહ ગયા સેવત કાગજ પત્ર ॥૧॥
બહુ દીન પીતલ પૂજકે રહ્યા મૂઢકા મૂઢ ॥
ઇશ્વર તો અળગા રહ્યા સો જાન્યા નહિં ગૂઢ ॥૨॥

અખા શું સમજ્યો ગુરુ કરી, સચરાચર દીઠા નહિ હરિ
જીવ બુદ્ધયે કરી ગુંથ્યા ગ્રંથ, મમતે સહુ વધારે પંથ;
દોષ દૃષ્ટિ દુર્મતિ નવ ટળી, તો શું સાધ્યું કથા સાંભળી
અખા એહ મોટો ઉત્પાત, ઘણા પરમેશ્વરએ કયાંની વાત
ઇન્દ્રિયગ્રાહ્ય પરમેશ્વર નથી, ભમે કોઇ ન મરશો મથી;
રહેણી વિના કહેણી જે કથે, મહી વિના પાણી જે મથે;
સાચો ગુરૂ જાણી જે જગત, કનક કામનીનોય આસક્ત
બીજા સઘળા આળ પંપાળ, ધનને અર્થે માંડે જાળ.

તિલક કરતાં ત્રેપન વહ્યાં,
જપ માળાનાં નાકાં ગયાં;
તીરથ ફરી ફરી થાકયાં ચર્ણ
તોય ન પહોંચ્યા હરિને શર્ણ
કથા સુણી સુણી ફૂટયા કાન
અખા તોય ન આવ્યું બ્રહ્મજ્ઞાન;
એક મુરખને એવી ટેવ,
પથ્થર એટલા પૂજે દેવ;
પાણી દેખી કરે સ્નાન,
તુલસી દેખી તોડે પાન;



જૂનાગઢનો નરસિંહ મહેતો.

જયાંલગી આતમા તત્વ ચિન્હો નહીં,
ત્યાંલગી સાધના સર્વ જુઠી;
શું થયું તિલકને તુલસી ધાર્યાં થકી,
શું થયું ગંગજલ પાન કીધે. જયાં૦

---

એ છે પરપંચ સહુ પેટ ભરવા તણા,

---

વૈષ્ણવ જન તો તેનેરે કહિએ,
જે પીડ પરાઈ જાણેરે;
વાચ કાછ મન નિશ્ચલ રાખે તો,
ધન્ય ધન્ય જનની તેની રે. વૈષ્ણવ૦

સમદૃષ્ટિ અને તૃષ્ણાત્યાગી
પરસ્ત્રી જેને માત રે;
જીહ્વા થકી અસત્ય ન બોલે,
પરધન નવ ઝાલે હાથરે. વૈષ્ણવ૦

---

ગંગાધરને ગોકુળપતિમાં
જે કોઇ આણે ભેદ;
ભણે નરસઇયો તે વૈષ્ણવ નહિ પણ,
અધમ જાતિ કહે વેદ.

---

## ભક્તરાજ તુલસીદાસ.

ચોપાઇ

વરન ધરમ નહિ આશ્રમચારી,
શ્રુતિ વિરોધ વ્રત રત નરનારી;

દોહા.

શ્રુતિ સંમત હરિ ભક્તિ પથ, સંયુત વિરતિ વિવેક;
તે ન ચલહિં નર મોહ વશ, કલ્પહિં પંથ અનેક;
ભયે વરનસંકર કલી, ભિન્નસેતુ સબલોગ;
કરહિં પાપ પાવહિં દુખહિં, ભય રુજ શોક વિયોગ
કલિમલ ગ્રાસે ધરમ સબ, લુપત ભયે સદ્ગ્રંથ;
દંભિન નિજમતિ કલ્પિ કરી, પ્રગટ કિએ બહુ પંથ
પરદ્રોહી પરદારરત, પરધન પર અપવાદ;
તે નર પાંવર પાપ મય, દેહ ધરે મનુજાદ;

---

## કવિરાજ શામળભટ

ગુંસાંઇજી ગુરૂ જેમના, સમર્પણી સરદાર.
તન મન હોંસોં તેહને, નિર્મળ સોંપે નાર,
વૈષ્ણુવ વૈષ્ણુવ આચરે, રાસ મંડળી રીત
વસંત ખેલે વૈષ્ણુવા, પરસ્પરે બહુ પ્રીત.
કોઇ વૈષ્ણુવ સ્વાદના, કોઇ વૈષ્ણુવ ભોળ
કોઇ વૈષ્ણુવ રાંડુવા, રાંડી રાંડના રોળ.
છાપાં કરે છે છેલડા, મોટી ઘાલે માળ.
વ્યભિચારે વગોતા ફરે, કામીનીના કાળ.

---

અમદાવાદના કવિ કૃષ્ણુરામ—સંવત૧૮૭૪ માં કહે છે.

### કલિયુગનો ગરબો.

વૈષ્ણુવ થઇને વેષ, અબળાને આરાધે;
કરે ધર્મનો દ્વેષ, શિવની નિંદા સાધે. ૧
સમર્પણી થઈ સ્વાદ, શીરા પુરી જમતા;
ગુરુનો લેઇ પ્રસાદ, રામા સંગે રમતા ૨
વિપ્ર અડે જો અંગ, છુવાઇ જઇને થુંકે;
ઉરમાં અતિ અનંગ, માની જણી ન મૂકે. ૩
સાચા મનથી શરણુ, ગુરુ ચરણે ન રહેતા;
કરે અધર્મા-ચરણુ, કલ્પીત કઇ મત કહેતા. ૪

---

" શિશ્નો-દરના રે, ભાવે જે જન ભોગી;
એવા ગુરુથી રે, રગડાશો થઇ રોગી, "

---

અમદાવાદનાદલપતરામ કવિનાં દલપતકાવ્યમાં.

પ્રથમાવૃત્તિ પૃષ્ઠ. ૪૨૩–૨૪—

દુરાચરણથી દૂર થવાને, સદાચરણના સારૂ.
સંસારીને દ્યો શિખામણ, એ છે કામ તમારૂ
અનાચાર તજવાથી ઉલટું, આપો છો ખાઇ એકું
બકરૂં ખેતર બહાર કાઢતાં, ઉંટ આવીને પેઠું.
વિષય ભરેલાં પદ વંચાવી, કરો છો જનને કામી.
વ્રજપતિને શિદ ખાલી વગોવો, જુવે છે અંતર્યામી
પાખંડી ગુરુજન પોતાના, પાપ ન નજરે પેખે.
ઉંડા કુવામાં ઉતરેલો જેમ, ડુંગરને નહી દેખે.
સેવક જન સઘળાને સાચા, સમજો બેટા બેટી.
દાસ તણી વહુ દીકરીઓને, ભ્રષ્ટ કરો ના ભેટી.
સેવા પાચ્યે શું સુધર્યું જો, પૂજ્યા જડથા જેવે.
દુરાચાર નહી દૂર તજો તો, સમજુ જન નહી સેવે.
આમ તમારૂં કામ બગડશે, રામ રૂદે નહી રીઝે.
ધામ દામને ગામ ગરાસ, તમામ જશે ઘર ત્રીજે.
ખાન પાન સન્માન મળે તોય, માન મૂકી દ્યો મનથી
ભાન રાખી ભગવાન ભજો, નાદાનપણું તજી તનથી.
દલપતરામની વિનતિ દિલમાં ધીરજ રાખી ધરજો.

---

કવિ નર્મદાશંકર નર્મદ કાવ્યમાં.

રૂડી નારીને ભીતર બોલાવી, ભોળવે થઇ માયાળુ.
જેમ સાધે તેમ પાપી પરાણે, ભાંજેજ વ્રતનું તાળું.
રાધા કૃષ્ણના બ્હાનાં બતાવી, જારૂ રમે છે કાળું,

માયા મઝામાં રાચી રહ્યા છે, નીતિ તે શી ભાળું,
ધર્મ ગુરૂ થઇ કર્મ બાંધે તે, શેનારે હોય દયાળુ.
બુદ્ધિ કહે એવા સેવો ન લોકો, ધર્મ ઠગો કરે કાળું.

---

ચાળખો.

જોઈ ચેલીનું મુખ રૂડું રે, કીધું લાલજીએ બહુ કુંડું.
સ્નાન થકી દેહ શુદ્ધિ કરીને, સંધ્યા પૂજામાં બેસે,
દર્શનનું ટાણું ગાળે નાહીને, તાકે ત્રિયા બગવેશે,
ગુરુ ચંડાલે ચેલી નિહાળી, મુને કનૈયો કહેશે.
સાને સમજી જો ભીતર જશે તો, પાછળ પોતે પેશે.
તનમન ધનને લુંટેજ મને, મૂકે ન બાકી લેશે.
બુદ્ધિ કહે આવા હીણા ગુરૂકાં, આપ્યા તેં પરમેશે.

---

જોઇ મે માહારાજોની ઠગાઈ. હવે કોઈ મંદીર ન જાશો બાઈ
કાચી ઉમરની કામની બોલાવી. આપે પ્રસાદી મીઠાઇ;
કાન્હ ગોપીના ઓઠા બતાવી. કામદેવની કરે ચઢાઈ.જો.
પૈસો દેખે તો પાસે બોલાવે, નહી તો કરે અદેખાઈ;
ધનજોબન પરનારીનું લુટે, જુઓ ગુરૂઓની ભલાઇ. જો.
વસંત ઋતુમાં ભરી પીચકારી, તાકી ભીંજાવે ધાઇ;
પાસે ઉભાની લાજ ન વીચારે, માસી જુએને જુએ માઇ.
પાનનાં બીડાં પોતે ચાવીને, થુંકે સોપારી ખાઇ,
પોતાની થુક તે પરને ગળાવે, કેવી જુઓ છે લુચાઇ.જો.

---

# મુંબાઈના કરસનદાસ

પારસી કવિ. મલબારીએ. સંસારિકા''કાવ્યમાં
ઈ. સ. ૧૮૭૨ માં છપાવેલી કવિતા.

નર્કે તારો વાસ ગોંસાઇડા, નરકે તારો વાસ.
ગો–સ્વામી નિજ નામ ગોત્રનું ગૌનો કરે વિનાશ. ગું૦
વહુ બેટી યજમાન તણી જે, આવે તારી પાંસ,
તે સેવકીનું શીયળ શ્વાન તું, વાળે સત્યાનાશ. ગું૦
સ્વર્ગરૂપી શણગારે ઓરડો, સ્વર્ગ કે એ સંડાસ,
છપ્પન ભોગ કરાવે દાસી, ભોગજ તેનાં ખાસ ગું૦
પશુ થકી હલકી પંક્તિએ, ખેલે રસીયો રાસ,
ધર્મ ઢોરને બળી બળદીયો, એવાની શી આશ ગું૦
જાર જોરને જુલમ એ ત્રણમાં, કશી ન રાખે કચાસ.
નાત જુલમ ધર્માંધ ધડાકા. ઉડી રહે ચોપાસ. ગું૦
આવે જુલ્મે ઝુરી ઝુરી અન્તે, મુવો વીર કરસનદાસ

---

મસ્તરામ.

લાઠી, ભાવનગર રાજ્યના કવિ મસ્તરામનાં કાવ્યમાંથી.

સાખી.

ગુંસાઇનાં ઘર કેરી ચેલી. દર્શન કરવા જાય હવેલી.
ધરે આગળ રૂપીયાની થેલી, મસ્તરામ કે'દેખ અલબેલી
ઉઠી વ્હેલી જાય હવેલી, રૂપીયાની બાંધીને થેલી.
મસ્તરામ કહે થઇ ગઈ ઘેલી.

## કવિશ્રી છોટમ.

રે શું સમજ્યો વૈષ્ણવ થઇ,
અવિદ્યા જો અળગી નવ ગઇ;
જ્ઞાન વિરાગ ગમે નહિ ગાતાં,
રાસ કથાના રસિયા;
કામ ક્રોધ મદ લોભ ગર્વ છળ,
અંતરથી નવ ખસિયા. રે શું૦ ૧
તન મન ધન દારા ઘર તારૂં,
બ્રહ્મ સમર્પણ કીધું;
પાપ કર્મ તો પામર જીવડે,
પોતે માથે લીધું. રે શું૦ ૨
છાપ તિલક તાણીને અંગે,
મંડળિયોમાં મહાલે;
ગુપ્ત ઘાત અંતરમાં રાખી
ઘણાંકનાં ઘર ઘાલે. રે શું૦ ૩

---

ખલકમાં ખોટા ગુરુ થઇ ફરે,
અવિદ્યા સેવકની કયમ હરે. ટેક
વેદવિરૂદ્ધ વચન બહુ બોલે,
દોષ થકી નવ ડરે;
કલ્પિત કર્મ કરાવે સૌને,
અવગુણ અદકા ભરે. ખલકમાં૦ ૧

તન મન ધન સેવકનાં હરવા,
કપટ નિરંતર કરે;
ઉપનિષદ્‌નો અર્થ ન જાણે,
મત તાણીને મરે. ખલકમાં૦ ૨
ચોરી જારી જુઠ અનીતિ,
અધમ કર્મ આચરે;
પરમારથનો પંથ તજે તે,
ભવજળમાં કયમ તરે. ખલકમાં૦ ૩
કર્ત્તા પ્રભુને કોઇ ન માને,
ધ્યાન પ્રેતનું ધરે;
કહે છોટમ એવા ગુરુ ભજતાં,
અર્થ કશો ના સરે. ખલકમાં ૪

કવિ દામોદર

છંદ મનહર.

ઠગોને વીસારો તમો, પતિ સાથે પ્રેમે રમો,
ખીર ને સાકર જમો, કાઢો દીન સુખમાં;
ઇશ્વરે આપ્યો છે એક, સ્નેહ તેથી રાખો છેક,
જેમ કહે તેમ તમે, રહો તેના રૂખમાં;
મારાજો ફરે અનેક, ભવઇઆના વેશ જેવા,
તેને તો પછાડો પાણે, ધુળ નાખો મુખમાં;
કહે દામોદર એવો, સ્વામી સાથે સંપી રહો,
પોતાના પ્રીતમ તણા, બેસો સન્મુખમાં.

મુંબઈના કવિ દામોદર—સસ્તુભાડુ અને સિદ્ધપુરની
યાત્રા ગ્રંથમાં લખે છે.
(છંદ મનહર.)

સ્વામીને સુતેલો મુકી, કમખો પેરતાં ચુકી,
ટાઢમાં રહે છે સુકી, જે જે કરતી જાય છે;
વાટમાં વિચારે વાંમા, શ્રીમુખને ઘણી ખમાં,
વાલા પાસે જાપટોની, માર ખુબ ખાય છે;
શરમ નથી લગાર, જેવી મેંઢાઓની હાર,
તેવી ભોળી ભાટીયાની, નારી દુઃખી થાય છે;
કહે દામોદર એવો, સ્વામી કીધો સેવક જેવો,
દુરગુણી મહારાજોના, ખોટા ગુણ ગાએ છે.

ચઉદ રૂપિયા દે તે ચરણ સ્પર્શ કરે.
આડત્રીસે અડકે વાલો અંગ જો;
ચુંવાલીસ લઇને ગુરૂજી ચુંબન કરે,
શીતેર લઇ કરે શ્યામા સાથે સંગજો.

છંદ ઇંદ્રવિજય

ગીરધરજીતો ગયો પોતે દમણ,
માર પડી ફટકા તણી જેને;
જાળણા પટણમાં વીઠલેશજી,
કેદમાં નાંખી દીધો વળી તેને.
સુરત શહેર તણો જદુનાથ,
હજાર ચાલીશ થયો દંડ એને;
દેવ દામોદર એમ કહે વળી,
તોએ વિચાર રહ્યો નથી કેને.

કાશી તણો રણછોડ મહારાજ,
કરી તેણે માંડવીમાં ઉતપાતો;
દેશ હીતુ રાઉ કચ્છપતિ,
ફરીઆદ સુણી વળી પોતાની જાતે.
દેશ નિકાળે હુકમ થયો અને,
આવી સીપાઈ ઉભા પ્રભાતે;
દેવ દામોદર એમ કહે ઝટ,
ગામથી બાર થયો મધરાતે;

---

(મછરારી તારે ઓરડે મેં વારૂ રે મળી)–એ રાગ.
સહુ કંઠી બંધા સાંભળો મારી અરજી છે ખરી.
મહારાજોનાં મંદિર મુકો મુકો તેઓનો સંગ;
વંશાવળી સૌની કહું છું સુંણી થાશો ઢંગ. સહુ૦
વિધવા નારીને પેટે જન્મ્યું વલ્લભ જેનું નામ;
પાંચ વાગે સડકે મુકી આવી પોતાને ધામ. સહુ૦
જાત્રા કરી લછમણ પલટયો અલ્મા ગારૂ સાથે;
બાળકડાને રડતો દેખી ઉપાડી લીધો હાથે. સહુ૦
તેની પાછળ થયો ગુસાંઈ વિઠ્ઠલ જેનું નામ;
અલીખાનની છોકરી સાથે કીધું કુડું કામ. સહુ૦
અમાબાઇ વૈષ્ણવ મોટી બસો બાવનમાંએ;
તેની સાથે લંપટ થયો સંડાસની માંએ. સહુ૦
તે પછવાડે વિઠ્ઠલ રાયના પુત્ર થયા સાત;
એ સરવેને એવા સમજો કૌદડીઆની જાત. સહુ૦
જદુડો સૂરતનો વાસી આવ્યો માંડવી શેહેર;
સ્ત્રીઓ સાથે જુગટે રમતો કીધું કાળું કેર. સહુ૦

જીવણને સારૂ કહે છે એ છે મોટી ભુલ;
મારવાડણને રાખી બેઠો ઉંચા જુએ કુલ. સહુ૦
લાલમણી ભગતડો મોટો વૈદકનું કરે કામ,
માંડવીમાં ભાવ રાખ્યો કોરી વીસાનું નામ. સહુ૦
દ્વારકાંનાથે મારજ ખાધી બાપુનાં ઘરમાંએ;
ફતુએ આવી લાતો મારી તે પણ ભુલ્યો ત્યાંએ. સહુ૦
ચીમનજી તો ઠગ છે પુરો પીટયો મોટો ચોર;
મારા હાથે આવે તો હુ કાઢું એનું જોર. સહુ૦
શ્રીજી દોવારથી ટીલાતને કાઢયો ગામથી બાર;
રખડતો આવ્યો મુંબઇમાં તેની થઈ પુકાર. સહુ૦
માણસ દીઠે બે આનાની ઉઘરાણી તો થાયે;
ભીખારીની પેરે થયો છે મુંબઇ શાહેરની માંએ. સહુ૦
લીલા લાલુ પપુ ભાએ વાળ્યું સઉનું વેર;
વહુ બેટીને ચુંથી જેવી ત્રાંબીઆની તેર; સહુ૦
દામોદર દેખાડી દેછે ખુલી સર્વે વાત;
મહારાજોને નકી સમજો ખવાસોની જાત. સહુ૦

રાગ સીતાજીના મહીનાનો.

એક વાત કહું સુણો આજ મહારાજોની રીતની
કાન દઇને સુણો મારા ભ્રાત કહું શીખ હીતની;
જેવાં બગલાં ધરીને ધ્યાન દીશે અતિ ઉજળાં.
તેવા જાણો મહારાજોના ઢંગ સમજો નહીં તે ભલાં;
જાય દરશણ કરવાને નાર ફસાવે છે તે ઘડી.
બાણ મારે આડાં કરી નેણ ભમાવે છે વશ કરી;
મરકટ નાટકીઓને હાથ રમાવે જેમ રમે,
ભોળી ભાટીયાની તેવી જાત ભમાવે તેમ ભમે.
પ્રથમ નામ આપી લે છે દામ કહે તેના કાનમાં,

પછી ભરમને દે છે શબ્દ સમજાવે છે શાનમાં;
તેના અર્થ તણોરે વિચાર નથી કાંઇ જાણુતાં,
ગર્વ રાખી ઘણુંરે નાદાન અભિમાની આણુતા.
જેમ જંગલમાં રેછે દુષ્ટ કુદે ભ્રષ્ટ અતી ઘણા,
તે[illegible] કુદી રહ્યારે મહારાજ તેમાં નથી રહી મણા;
હવે જાગ્યો સુધારાનો શહેર દુષ્ટો સર્વે ભાગીઆ,
જેમ તીમિર નાશે દેખી સૂર્ય પાછળ તેમ લાગીઆં
થોડા વરસમાં થાશેરે હાણ મહારાજોની અતિ ઘણી
નીતિ મુકી લીધી છે અનીતિ પુછી લેશે જગ ધણી;
કહે દામોદર નિરધાર શુરાપણુ મન ધરો.
રાખી હીંમત ને કરો કામ મહારાજોને પરહરો.

કુંડલીઆ.

વિદ્યા નાહીં વિપ્રમે, નાહીં ધર્મકી ખંત,
વલભી સંપ્રદાયકે, ભ્રષ્ટ ભયેહેં મંત;
ભ્રષ્ટ ભએ હેં મંત ધર્મકો મર્મ ન બુઝે,
વિષય ખેલ બીન ઓર, શાસ્ત્રગમ ઉનકુ ન સુઝે;
કરહી રંગ રસમોજ રોજ, પર ત્રીયા બોલાઇ,
ઠગત મુલેક બની ઇશ, વિપ્રમેં વિદ્યા નાહિં.
બુદ્ધિ નાંહી લોકમેં, નહીં ધર્મ અભિમાન,
દુરાચારી મહારાજકે, કટે નાક ઓર કાન;
કટે નાક ઓર કાન, સભામેં કરહી ફજેતા,
ઠોરહી દષ્ટિ જુથ, કરત બની બંકે ઇશા;
લુટત તન મન ધન, બીગાડત નાર પરાઇ,
વેદધર્મ ગયે ડૂબ, લોકમેં બુદ્ધિ નાઇ.
ઠગભક્તોના ઠાઠથી, રહી સર્વદા દૂર;
હ્રદયે હ્રદયેશ્વર જપો, જે જગમાં ભરપૂર;

ૐ જયસચ્ચિદાનંદ.

પુષ્ટિમાર્ગ પંથનું

# વાંચવા યોગ્ય સાહિત્ય.

૧ મહારાજા લાયબલ કેશ રૂ. ૨-૮
૨ એંગી કેશ વારંટ લીલા
(જુજ સીલક છે) ૨-૦
૩ પાખંડ ધર્મ ખંડન નાટક ૦-૪
૪ તબેલાનું તોફાન ૦-૮
૫ શ્રી નાથજીનો કેશ
૬ પુષ્ટિમાર્ગ યાને મહારાજાનો પંથ ૨-૮
૭ વલ્લભ કંઠમાળ
૮ ધર્મધતીંગ કાવ્યમાળા ૦-૧
૯ ભક્તિમાર્ગ વિરૂધ પુષ્ટિમાર્ગ
૧૦૦ નો ૧-૮

મળવાનું ઠેકાણું.

દી૦ લક્ષ્મીદાસની કું૦

મુંબઈ, કોટ, પારસીસ્ટ્રીટ નં. ૭૯

ब्रह्मर्षि हरराम सुजाराम पण्डित कृत

भाषानुवादसहितग्रंथमालामणि १-१०

| | | |
|---|---|---|
| १ | सनातन-धर्म-रहस्यम् | मू. २॥ |
| २ | कर्मकाण्ड-महोदधि | ५ |
| ३ | शाङ्कर-वेदान्त | २ |
| ४ | शुकरंभा-संवाद | ०। |
| ५ | अनंगरंग ( कामशास्त्र ) | १ |
| ६ | शु० य० सूत्रोक्त द्विजनित्यकर्म | ०। |
| ७ | ब्रह्मर्षि-गीता | ०॥ |
| ८ | ज्ञानगंगा | ०। |
| ९ | रामानुजीयमतखंडनम् | ०। |
| १० | पाखण्ड धर्म-खंडन-नाटक | ०। |
| ११ | धर्मधतींग काव्यमाला | ०)= |

पता:-

ब्रह्मर्षि हरेराम सुजाराम पण्डित

ऋषि आश्रम नलीआनी पोळ.

सारंगपुर-अहमदाबाद.